[illegible]મંડળ પત્રિકા નં-૩

# શ્રમણ નારદ

અને

# મધની સેવાવૃત્તિ

---

"कर भला होगा/ भल

---



પ્રકાશક
સેવામંડળ—સુરત

પૈસા

(દ્વિતીયાવૃત્તિ)



---

પ્રકાશક—દયાશંકર ભાઇશંકર શુક્લ
મંત્રી, સેવામંડળ—સુરત

---

મુદ્રક—ઠાકોરદાસ માનસિંહ
મુદ્રણસ્થાન—સુરત સ્વદેશી પ્રિ. પ્રેસ, કેળાપીઠ—સુરત

---

| પત્રિકા નંબર | વિષય | કિંમત |
|---|---|---|
| ૧ | મહર્ષિ ટાગોરનો વિદ્યાર્થીજગતને સંદેશ | બે પૈસા |
| ૨ | લગ્નપત્રિકા | એક પૈસો |
| ૩ | શ્રમણ નારદ અને મઘની સેવાવૃત્તિ | બે પૈસા |

અત્યાર સુધીમાં ઉપરની ત્રણ પત્રિકાઓ સેવામંડળ તરફથી પ્રકટ થઇ છે. મંગાવનારે પોસ્ટખર્ચ જુદું ગણીને મોકલવું.

# બે બોલ

'શ્રમણ નારદ'ની વાર્તા એ ભારતવર્ષમા જૂના જમાનામાં બનેલી એક સાચી ઘટના છે આ વાર્તાનો ગુજરાતી અનુવાદ ૧૯૧૧ ના અરસામા પંડિત લાલને કરેલો ને તે પરથી નાથુરામ પ્રેમી નામના સજ્જને તેનો હૃદયગમ અનુવાદ હિંદીમા કરેલો એ સિવાય પંડિત લાલનના લખવા પ્રમાણે દુનિયાની ઘણી ભાષામા આ વાર્તાના અનુવાદ થયા છે. સચ્ચરિત ટૉલ્સ્ટોયે મજકુર વાર્તાના આધારે પોતાનુ એક સુન્દર પુસ્તક લખ્યુ છે પંડિત લાલન લખે છે કે આ વાર્તાને વાચ્યા બાદ કેટલાક વાચકો પર એની એવી સચોટ અસર થઈ છે કે પરિણામે કુટુમ્બ કે જ્ઞાતિના પરસ્પર હજારો કજીઆ શમી ગયા છે, કોર્ટે ચઢેલા અનેક કેસો પાછા ખેંચાયા છે, અને એક બીજા વચ્ચેના વર્ષોના હાડવેર ભૂલાયા છે. પંડિત લાલનવાળુ ગુજરાતી ભાષાન્તર નહિ મળતુ હોવાથી વાર્તાનો અનુવાદ હિંદી પરથી ભાઈ રમણ મા૦ દેશાઈ પાસે કરાવ્યો છે, જે બદલ એ ભાઈનો આભાર થયો છે.

મધની સેવાવૃત્તિ બુદ્ધલીલા સારસગ્રહમાથી લીધી છે

આ પત્રિકાની પહેલી આવૃત્તિની બે હજાર નકલ દોઢમાસમા ખલાસ થઈ ગઈ એ તેની ઉપયોગિતા સિદ્ધ કરે છે

નીચેના ગૃહસ્થોએ પ્રથમાવૃત્તિની જથ્થાબંધ નકલો વહેચવાને ખરીદી પ્રચાર કરવામા સહાય કરી તે ખાતે તેમનો આભાર માનવામાં આવે છે

| નકલ | ખરીદનારનું નામ |
|---|---|
| ૫૦૦ | સ્વ ભાઇશંકર જદુરામ શુક્લના સ્મરણાર્થે તેમના પુત્રો- (નાનીબોરૂ) |
| ૫૦૦ | શ્રી ભાઇલાલ વિશ્વનાથ વ્યાસ (વસો) |
| ૨૫૦ | સમાજબંધુના તંત્રી (સુરત) |
| ૨૦૦ | વાયડામિત્રના તંત્રી (મુબઇ) |
| ૨૦૦ | શ્રી ડાહ્યાભાઇ મનોરભાઇ (અમદાવાદ) |

બીજી આવૃત્તિની પાચ હજાર નકલ કઢાવી છે અમને આશા છે કે ઉદાર દિલના ગૃહસ્થો તેનો પ્રચાર કરવાના કાર્યમા સારી સહાય આપશે

સોનીફળીઆ–સુરત<br>
સં. ૧૯૭૮ના ભાદરવા વદિ ૨

મંત્રીઓ,<br>
સેવામંડળ–સુરત

# શ્રમણ નારદ

૧

કર્મના સિદ્ધાંત સનાતન છે 'કરે તેવુ પામે' એ સૂત્ર સૌને સરખી રીતે લાગુ પડે છે સ્થૂળ નજરે જોતાં આ વાત તરત નથી સમજાતી, પણ સૂક્ષ્મ અવલોકન કરનાર તો તરત સમજી જાય છે કે સારી આલમનુ યંત્ર આજ નિયમ મુજબ ચાલી રહ્યું છે એજ નિયમ સમજાવનાર આજથી સૈકાઓ પહેલા બનેલી આ એક નાનકડી વાત છે.

ભારતભૂમિ તે વખતે પૂર જાહોજલાલીમા હતી આખો પ્રદેશ ફળ ફૂલથી લચી રહ્યો હતો અશોક જેવા રાજાના સારે રાજ્ય હતાં સમસ્ત જગતના વ્યાપારનુ એ કેન્દ્રસ્થાન હતી દેશ દેશના વેપારીઓ અહિ આવતા. ભારતપુત્રો પણ પરદેશ ખેડતા મુબઈ કલકત્તા જેવા ત્યારે અસખ્ય શહેરો હતા બધેજ ધનની રેલછેલ, અને આ ભૌતિક ઉન્નતિને દિપાવનારૂ ધાર્મિક જીવન પણ હતું બધે જ બુદ્ધભગવાનનો ડકો વાગતો ઠેકઠેકાણે બૌદ્ધ વિહારો અને શ્રમણો જણાતા હિંદ બહાર જઇને યે શ્રમણોએ બુદ્ધ ભગવાનના પ્રેમનો, અહિંસાનો, અને દયાનો સદેશો પહોંચાડયો હતો આમ ભારતના ભૌતિક જીવનને પોષે એવો વ્યાપાર હતો અને ભારતના ધાર્મિક જીવનને ચેતનવતુ રાખવા બુદ્ધધર્મ હતો.

ચોમાસાના દિવસ. જ્યાં જુઓ ત્યાં લીલું હરિયાળુ ઘાસ. ઘણાં ખેતરોમાં હજી પાક પણ ઉભો હતો કુદરત પૂર બહારમા ખીલી હતી, અને તેમાંયે સવારનો વખત બાલસૂર્ય હજી હમણાં જ પૂર્વમાંથી ડોકીયા કરી રહ્યો હતો પણ આ મનોહર સવાર, આ રમ્ય દૃશ્ય એ કોના

ઘુરવા રાખ્યા વિના એક શેઠીઓ પોતાની ગાડીમાં બેસી બનારસ તરફ જતો હતો. ઘોડો પૂરપાટ દોડતો હતો છતાં ઘડીએ ઘડીએ 'ચલાવ' 'ચલાવ'નો અવાજ સંભળાતો. ઘોડાની પીઠ પર ઘડી ઘડી ચાબુક પડતી. શેઠીઆને બનારસ પહોચવાની ખૂબ ઉતાવળ હોય એમ લાગતુ હતું.

પણ એવામા ચઢાણ આવ્યુ અને ઘોડો ધીમો પડયો. ઘોડો કેમે કર્યો ઝડપથી ચાલી શકે એમ નહોતું આથી શેઠીઆનું મન ગાડીપરથી આજુબાજુ દોડયુ ચઢાણ ચઢી રહેતાજ એક બૌદ્ધ શ્રમણ નજરે ચઢયા. શ્રમણને જોતા જ શેઠીઆનુ મન પીગળ્યુ શ્રમણના મુખપર પવિત્રતાનું તેજ હતુ આખોમા તપનો પ્રભાવ હતો શેઠીઆને થયુ કે જરૂર આ કોઈ મહાત્મા છે લાવને, જો બનારસ જતા હોય તો ગાડીમા બેસાડી લઉં એ ઘડી સત્સમાગમ થશે ને જીવનું કંઇ સાર્થક થશે શ્રમણને ગાડીમા બેસવાનુ પૂછતા તેમણે તરત હા કહી, કારણ પોતે ચાલી ચાલીને થાકયા હતા ને વળી બનારસ જલદી પહોચવુ હતું શ્રમણ ગાડીમા બેસી ગયા અને બોલ્યા 'આપે મારા પર ખૂબ ઉપકાર કર્યો કેટલાયે દિવસ આમ પગપાળો ચાલવાથી હુ ખૂબ થાકી ગયો હતો પણ મુજ જેવા સાધુ પાસે શુ હોય કે આનો બદલો વાળુ ? છતા ભગવાન બુદ્ધના ઉપદેશામૃતમાથી હુ જે કંઈ ઝીલી શકયો છુ તેમાનો કંઈક પ્રસાદ તમને આપીશ અને તમારા ઋણમાથી થોડો ઘણો મુક્ત થઈશ."

શેઠીઆને શ્રમણની વાતમા ખૂબ રસ પડયો તે સાંભળવામાં એટલો બધો તલ્લીન બની ગયો કે વખત કયા ગયો તેનુ તેને ભાન પણ રહ્યુ નહિ આમને આમ કલાકેક વહી ગયો. એવામા અચાનક ગાડી અટકી પડી પોતાની ગાડી નેળમા આવી હતી અને આગળ ચોખાની ગુણોથી ભરેલુ એક ગાડુ પડયુ હતુ

કેવળ નામનો ખેડુત બનારસ ચોખા વેચવા જતો હતો પણ ધરીમાથી પૈડુ અકસ્માત નીકળી જવાથી ગાડુ પાછું અટકયુ હતુ. આખુ

ગાડું ભરેલું એટલે બિચારાની એકલાની તાકાત નહિ કે પૈડું પાછું ચઢાવે. લાચાર થઈ કોઈ રાહદારીની રાહ જોઇ બેઠો હતો એવામાં શેઠીઆની ગાડી આવી પહોંચી

શેઠીઆને બનારસ જવાની ખૂબ ઉતાવળ હતી તેમાં આ વિઘ્ન નડયું. દુકાળમા અધિક માસ જેવો ઘાટ થયો આથી શેઠીઆનો મિજાજ ગયો પોતાના ઘોડાવાળાને હુકમ કર્યો કે ચોખાની ગુણો નીચે પાડી ગાડું રસ્તામાથી દૂર કરી દે

શેઠનો ગુસ્સો જોઇ ખેડુત ગભરાયો દયામણે સ્હેરે તે બોલ્યો "શેઠ સાહેબ, હુ એક ગરીબ ખેડુત છુ રસ્તામા કાદવકીચડ છે ગુણો નીચે પડતા મારા ચોખા ખરાબ થશે અને મુજ ગરીબનો રોટલો જશે બે ઘડી થોભો તો મારૂં ગાડુ સમું કરી આ નેળમાથી બહાર કાઢી તમને માર્ગ આપીશ દયા કરીને જરા થોભો " શેઠીઓ તો જાણે સાંભળ્યુ જ ન હોય તેમ ઘોડાવાળાને કહેવા લાગ્યો "કેમ રે અસ્યા ! જોઇ શું રહ્યો છું ? કહુ છુ તે સાભળતો નથી ? કોથળા ગબડાવી ગાડુ દૂર કરી રસ્તો કર ". ઘોડાવાળો બિચારો શુ કરે ? એ તો ચિઠ્ઠીનો ચાકર કોથળા નીચે ગબડાવી ગાડુ દૂર કરી તેણે માર્ગ કાઢયો

ગરીબ બિચારો દેવળ !! એનું તો સર્વ નાશ થયુ. આ ચોખા તો એનુ સર્વસ્વ હતું એના વેચાણુ પર એના ગુજરાનનો આધાર હતો. હવે આ કાદવમા રગદોળાયલા ચોખા કોણુ ખરીદશે ? એતો ઉંડી હાય મારી બેઠો ઘેર શુ મોઢુ લઇને જશે ? બાળક અને સ્ત્રી આશાભર્યે હૈયે સામાં આવશે તેને માટે શુ લઇ જશે ?

શેઠે ગાડી હાંકી કે શ્રમણુ નીચે કૂદી પડ્યા. શ્રમણુ એટલે કોણુ ! ગરીબના દુખ જોઈ જેનું હૈયું રડ્યું અને જેણે તેમને ખાતર પોતાનાં સર્વ સુખો ફના કરી ફકીરી લીધી, તે રાજવી ફકીર બુદ્ધદેવના દયાધર્મનો,

પ્રેમધર્મનો અનુયાયી તેનાથી કંઈ આ જોયું જાય ? ગાડીમાંથી કુદી પડ્યો. તેમણે શેઠીઆને કહ્યું "શેઠીઆ, માફ કરજો. તમારી સંગાથે હવે હું નથી આવી શકતો. આટલે સુધી મને બેસાડી લાવ્યા તે માટે તમારો ઉપકાર પણ આ દેવળ કોણ છે તે જાણો છો ? તમારો ને મારો એ નિકટનો સંબંધી છે હું તમે ને દેવળ સૌ એક પિતાના પુત્રો છીએ. એને દુઃખ દઇ તમે શું છૂટી જઈ શકશો ? કદિ નહિ. કર્યાં કર્મનાં ફળ ભોગવ્યા વિના કોઇ છૂટ્યું નથી ને છૂટવાનું નથી માટે તમારા માથા પર આ દુષ્કર્મનું જે પરિણામ આવી પડે તે ટાળવા ખાતર તમારે બદલે હું આ ખેડુતને મદદ કરીશ ને દુઆ ગુજારીશ કે પ્રભુ તમારૂં ભલું કરે. તમે ને એ થોડા કંઈ જૂદા છો ? તમારા ભલામાં એનું ભલું અને એના ભલામાં તમારૂં ભલું."

શેઠીઓ તો સાંભળ્યું ન સાંભળ્યું કરી ચાલ્યો ગયો તે તો સમજ્યો નહિ કે આ શ્રમણ શું બોલી ગયો તેને તો એટલું લાગ્યું કે શ્રમણ પરમેશ્વરનો માણસ છે અને જોઇએ તે કરતાં વધુ ભલો ને પરોપકારી છે.

૨

શ્રમણ દેવળ પાસે ગયા અને વેરાયલા ચોખા ભેગા કરી ખરડાયલા જૂદા કરવાના કામમાં રોકાયા બે જણ કામે લાગવાથી કામ જલદી પૂરૂં થઇ ગયું ચોખા ભેગા કરતાં કરતાં દેવળ વિચારવા લાગ્યો કે આ કોઇ મહાત્મા દેખાય છે નહિ તો એને મારી શી પડી છે કે મને આમ મદદ કરે અને તેયે પોતાનું બનારસ જવાનું અટકાવીને એક ઘડી તો એને એમ પણ વિચાર આવ્યો કે કદાચ કોઇ દેવ તો શ્રમણનું રૂપ લઈ મારી વ્હારે નહિ ધાયા હોય ? આવા વિચાર આવતા તેણે બ્હીતાં બ્હીતાં પૂછ્યું "શ્રમણ મહારાજ, મારા મનમાં એક શંકા પેદા થઇ છે તેનું નિરાકરણ કરો આ શેઠીઆનું મેં બાપજન્મારામાં કદી બુરૂં કર્યું નથી છતાં આજે એ મારૂં ગાડું ઉંધું વાળી ચાલી ગયો, એનું શું કારણ ? આવા અત્યાચારનું કંઇ પ્રયોજન ?"

શ્રમણ—ભાઈ હાલ તું જે ભોગવી રહ્યો છે એ તારા આગલા જન્મોના કર્મનુ ફળ છે ' વાવે તેવું લણે ' એ કુદરતનો કાયદો છે.

દેવળ—કર્મ તે શુ હશે ?

શ્રમણ—મનુષ્ય જે કઈ પણ કામો કરે છે તે જ એનું કર્મ. આ જન્મમાં તેમજ આગલા જન્મોમા તેણે જે જે કામો કર્યા હોય તે બધાં મળી એનું 'કર્મ' ઘડાય છે અને તેનાં સારા નરસા ફળ એને ભોગવ્યે જ છૂટકો. આ જન્મના પુણ્યકર્મોથી આગલા જન્મોનું પાપ ધોઇ પણ શકાય છે પણ એ કામ બહુ મુશ્કેલ છે આજે તારે આ શેઠીઆ તરફથી જે દુ ખ ભોગવવુ પડ્યુ એ તારા ગયા જન્મના પાપનું ફળ.

દેવળ—ખેર, એ તો જે હશે તે હશે. પણ આવા દુષ્ટ પૈસાના મદમાં છકી ગયલા અભિમાનીઓ વગર લેવે દેવે અમ જેવા ગરીબોને સતાવે તેનુ અમારે કેમ કરવુ ? શુ મુગે મોઢે બધુ સહન કર્યા કરવુ ? શુ 'કર્મ'નું નામ લઇ હાથ જોડી બેસી રહેવુ ? આ શેઠીઆઓના અત્યાચારો સામે માથુ ઉંચકી એ લોકોને સ્વાદ નહિ ચખાડવો ? અમે કંઇ એમના જુલમ ખમવા સર્જાયલા નથી

શ્રમણ—ભાઇ, જરા ધીમો પડી વિચાર કર તારી આ વાત પરથી શુ એમ નથી સિદ્ધ થતુ કે તારા અને શેઠીઆમા કાઇજ ફેર નથી આજે જો તું આ શેઠની જગ્યાએ હોત, તારી પાસે ધન દોલત હોત અને તારી ઘોડાગાડી કોઇ ખેડુતના ગાડા આગળ અટકી પડી હોત તો તું પણ આ શેઠીઆની જેમ જ કરત ત્યારે તને વિચાર નહિ આવત કે ગરીબ બિચારો ખેડુત ચોખા ભીંજાતા ખુવાર થશે તને તે વખતે ભાન નહિ રહેત કે, હું જો બુરા કામો કરીશ તો તેનાં બુરાં ફળો પણ મારે જ ભોગવવા પડશે.

શ્રમણનો આ ઉપદેશ સાભળી દેવળનુ હૃદય હાલી ઉઠ્યુ દેવળ ભલે તેવો હતો. તેને શેઠપર વેર લેવાની વૃત્તિ થઇ હતી પણ આખરે તો

માણુસ હતો તેનુ હૃદય ચિમળાઇ નહોતુ ગયું તેના આત્માનો પ્રકાશ છેક બુઝાઈ નહોતો ગયો. એક તો શ્રમણનો આવો સુંદર ઉપદેશ અને બીજી બાજુ શ્રમણે દેવળની નિસ્વાર્થ ભાવે કરેલી સેવા એણે દેવળ પર ભારે અસર કરી સ્વાર્થને તિલાજલી આપી જગતમા કર્મો કર્યે જવા એનું જ નામ ત્યાગ, અને એવા ત્યાગની અસર કોના ઉપર નથી થઈ. ભલાભલા પાષાણ હૃદયના માનવીઓ આવા ત્યાગથી પીગળી જાય છે તો પછી આ દેવળપર તેનો પ્રભાવ પડે એમા શી નવાઇ? દેવળ બોલ્યો "મહારાજ! તમારી વાત સાચી છે મારૂ જો ચાલે તો હું શેઠીઆને શુ ને શુ કરી નાખુ પણ આપે મને વિના સ્વાર્થ જે મદદ કરી છે તેણે મારા પર ભારે અસર કરી છે અને મારો અંતરાત્મા પોકાર કરીને મને કહે છે કે આ શ્રમણનો દાખલો લઇ તારા જાતિભાઇઓ સાથે દયાળુ ભાવ રાખી તેમની સેવા કરવાનો સંકલ્પ કર. જ્યા જ્યા દુ:ખ જુએ ત્યા ત્યા દોડી જઇ તારાથી બનતી મદદ કર" શ્રમણ બોલ્યા "ભાઇ, તારા મનમા આવી શુભ ઇચ્છા પ્રગટ થઈ છે તો પ્રભુ તે પૂરી કરવા તને જરૂર તક આપશે"

વાર્તા પૂરી થઈ અને કામ પણ પૂરૂં થયુ. ગાડુ આગળ ચાલવા લાગ્યુ શ્રમણ પણ અંદર જ બેસી ગયા ગાડુ થોડેક દૂર ગયુ એટલામાં તો દેવળે અઢોડા ખેચી પકડયા અને ગભરાઇને બોલી ઉઠયો "ઓ બાપ! સાપ છે રે!" આ સાભળી શ્રમણ નારદ ગાડામાથી કૂદી પડયા અને નજદીક જઈ જોયુ તો સાપ ન હતો પણ કોઈની સોના મહોરોથી ભરેલી એક વાસળી (પૈસા મૂકી કમરે બાંધવાની થેલી) હતી. આ વાસળી જોતાં વારનેજ શ્રમણને લાગ્યુ કે તે બીજા કોઈની નહિ પણ પેલા શેઠીઆની હોવી જોઇએ. શ્રમણે તે ઉઠાવી લીધી અને દેવળના હાથમા મૂકી અને કહ્યું "જો ભાઈ, તે હમણા જ તારા ભાઇઓની સેવા કરવાની વાત કરી હતી. પ્રભુએ તને આ તક આપી છે જે શેઠીઓ તારૂ ગાડુ ઉંધુ વાળી ચાલી ગયો તેનીજ આ વાસળી છે તેઓ બનારસ ગયા છે તેમનું નામ પાંડુ ઝવેરી, અને તેમના ઘોડાવાળાનુ નામ મહાદત્ત છે તું બનારસ

જાય છે તો ત્યા જઇ આ ઝવેરીને હુડી કાઢી તેમને વાંસળી સુપ્રત કરજે. સાથે સાથે કહેજે કે "તમે મારા પ્રત્યે ખરાબ વર્તન ચલાવ્યું તેનું મને દુખ નથી હુ તમને મારા ખરા અત કરણથી માફી આપુ છુ અને પ્રભુની પ્રાર્થના કરૂ છુ કે તમને હજી વધુ સમૃદ્ધિ આપે અને સુખી કરે" તું જો હૃદયપૂર્વક એમ કહેશે તો એ ઝવેરીના મનમાં પશ્ચાત્તાપ થશે અને તે વધુ પુણ્યશાળી બનશે જીદગીભર કોઇ પણ દીન કે દુખીયાને નહિ રજાડવાનો પાઠ પઢશે હુ આ બધુ કહી રહ્યો છુ તેનું એકજ કારણ છે તું અને એ ઝવેરી કઇ જુદા નથી એકજ પિતાના તમે પુત્રો છો. તું એનું ભલું કરશે તેમાં તારૂંજ ભલુ થશે"

દેવળને આટલો ઉપદેશ આપી શ્રમણ પોતાને રસ્તે પડ્યા.

૩

પાંડુ ઝવેરી બનારસ પહોચ્યો પોતાના આડતીઆ મલ્લિકને ત્યાં જઇ મુકામ કર્યો પ્રથમ પ્રાસે મક્ષિકા જેમ જતાંની વારનેજ મલ્લિક ગળગળો થઇ-પાંડુ ઝવેરીને કહેવા લાગ્યો, "ભાઇ, હું મહા દુખમાં આવી પડ્યો છું હવે હુ તારી સાથે વેપાર કરી શકુ એમ મને નથી લાગતું અમારા રાજાના કોઠારીને મે વચન આપ્યુ છે કે આવતી કાલ પહેલાં હું સારા કોલમના ચોખાની એક ગાડી પહોચાડીશ પણ કમનશીબે હું તેમ કરી શકીશ નહિ કારણ મારો અહિ એક મોટો પ્રતિસ્પર્ધી છે અને તેણે ખુણેખાંચરેથી બધા ચોખા ખરિદી લઇ મને મુશીબતમા મૂક્યો છે હવે કાલે હુ ચોખા નહિ આપી શકુ તેથી મારી આબરૂના કાકરા થઇ જશે અને રાજા ગુસ્સે થઇ કોણ જાણે શુનું શુએ કરી નાંખશે. પ્રભુ કરે ને એક ગાડી ચોખા મળી આવે તો મારી લાજ રહે, નહિ તો મારે ઝેર ખાઈને મરવુ પડશે". મલ્લિક આ વાત કરી રહ્યો હતો એવામા પાંડુ ઝવેરીને પોતાની મહોરોથી ભરેલી વાંસળી સાભરી. આમ તેમ જોયું તો ક્યાંય ન દેખાઇ. આથી તે હાંફળોફાફળો ઉઠ્યો અને

ગાડીમા, બીસ્તરામા અને પેટીમા બધે ખોળી વળ્યો મહાદત્તને બોલાવી પૂછ્યુ પણ તેણે એ કઇ પત્તો ન આપ્યો બધાને મહાદત્ત પર શક ગયો અને તરતજ તેને પોલીસને હવાલે કર્યો મહાદત્ત સાથે આકરી રીતે કામ લેવા માંડયુ પહેલા સમજાવી પટાવી ગુન્હો કબુલ કરી જવા કહ્યુ, પણ તેણે નહિ માનતા તરત ફટકા લગાવવા શરૂ કર્યાં ફટકા પડવા લાગ્યા અને મહાદત્તના દુ ખનો પાર ન રહ્યો તે બિચારો પોકેપોક મૂકી બરાડતો જાય કે, 'મે મહોરો નથી લીધી મને નાહકનો શુ કામ મારો છો'? પણ કોઇ તેનુ સાભળેજ નહિ ઉલટા વધુ ફટકા પડે

મહાદત્તને આ માર પડી રહ્યો હતો ત્યારે પાંડુ ઝવેરી ત્યા હાજર હતો પણ તેને આ ક્રૂર દૃશ્ય જોઇ દયા નહોતી આવી, પણ દુ ખીયાનો બેલી ને દીનનો નાથ કઇ કોઇનો ગયો છે? મહાદત્ત મારથી બેભાન થયો તેજ અરસામા દેવળ પાંડુ ઝવેરીને ઢૂઢતો ઢૂઢતો ત્યા આવી પહોચ્યો પોલીસ ચોકી આગળ મોટુ ટોળુ જોઇ સ્વાભાવિકજ તેણે પુછપરછ કરી. ત્યા તો પાંડુ ઝવેરી હતો અને મહાદત્ત પોલીસના હવાલામા બેભાન થઇ પડયો હતો તેના શરીરે મોટા સોળ પડયા હતા કેટલાકમાથી લોહી વહેતું હતુ આ જોઇ દેવળ બધુ જાણી ગયો તે સમજ્યો કે મહોરો ચોરવાનો આરોપ મહાદત્ત પર મૂકાયો છે તરતજ તે ટોળામાથી રસ્તો કરી આગળ ધસ્યો અને પાંડુ ઝવેરી નજીક જઈ મહોરોથી ભરી વાસળી નીચે મૂકી દીધી અને બોલ્યો "ભાઈ! લે આ તારી વાસળી તુ ઉતાવળમા આવી રહ્યો હતો ત્યારે રસ્તામા એ પડી ગઈ હશે અને મારે હાથ આવી ચઢી. તે રસ્તામા મને દુ ખ દીધુ છતા મને તારા પ્રત્યે દ્વેષ નથી, કારણ શ્રમણ મહારાજે મને શીખવ્યુ છે કે અપકારનો બદલો ઉપકારથી વાળવો એજ સાચો ધર્મ છે હુ તારા ગુન્હાની તને ક્ષમા કરૂ છુ અને પ્રભુની પ્રાર્થના કરૂ છું કે તે તારૂ ભલું કરે"

મહાદત્તને પોલીસે છોડી મૂક્યો પોતાને થયેલ અન્યાયથી તે બળી રહ્યો હતો તેના દરેકેદરેક અણુપરમાણુ 'વેરવેર' નો પોકાર કરી રહ્યાં

હતા. પણ પોતે એક રખડતો ભિખારી અને પાંડુ મોટો ઝવેરી એટલે હાલ તો તેનું કઇ ચાલે એમ ન હતુ છતા મનમા વેર લેવાની પ્રતિજ્ઞા કરી ત્યાથી ચાલી નીકળ્યો અને કોણ જાણે ક્યાંએ ગુમ થઇ ગયો

પાંડુ ઝવેરી મલ્લિકને ત્યા ગયો અને મહોરો જડયાની વધાઇ આપી હેવળને તેણે દુ ખ દીધેલું, તેના ચોખાનુ ગાડુ ઉથલાવી નાખેલું છતા તેજ હેવળ આજે આવી આ મહોરો આપી ગયો . આટલામાં ચોખાની વાત સાભળી મલ્લિક વધુ સાભળવા ન રહેતા હેવળ પાસે દોડયો અને મોં માગ્યા દામ આપી ચોખાની ગાડી ખરીદી લીધી હેવળ તો ચકિતજ થઇ ગયો આજના જેટલા દામ તેને કદિ મળ્યા ન હતા, અને વળી આજના ચોખા તો કાદવમા રગદોળાયલા પણ હતા પૈસા મળી જવાથી તે તો પ્રભુનો ઉપકાર માનતો પોતાને ગામ પાછો ફર્યો.

પાંડુ ઝવેરીને મહોરો મળી મલ્લિકની આબરૂ બચી આથી પાંડુ ઝવેરી વિચાર કરવા લાગ્યો કે જો હેવળ અહિ ન આવત તો મારૂ તેમજ મલ્લિકનુ સત્યાનાશ વળી જાત હેવળ ખરો ઇમાનદાર અને ભલો આદમી નીકળ્યો મે એનુ ગાડું ઉંધુ વાળ્યુ છતા તેણે તો આવી મારા પર ઉપ-કારજ કર્યો. પણ હેવળને આવી બુદ્ધિ ક્યાથી સુઝી? એ તો એક સાધારણ ભલણુ ખેડુત છે હા! યાદ આવ્યું એ કહેતો હતો કે શ્રમણ મહારાજે મને ઉપદેશ આપ્યો એટલે આ બધા પ્રતાપ શ્રમણ મહારાજના છે"

આમ વિચાર આવવાથી પાંડુ ઝવેરીને શ્રમણને મળવાની ખૂબ ઉત્કંઠા થઇ. શ્રમણ ગાડીમાં બેઠા હતા ત્યારે તેણે તેમનુ નામ પૂછી લીધુ હતુ શ્રમણનુ નામ નારદ હતુ અને તેઓ બનારસ તરફ આવતા હતા. આ પરથી તેણે બનારસમાના બૌદ્ધ વિહારોમા એક પછી એક તપાસ કરવા માડી ખૂબ તપાસને અતે શ્રમણ નારદનો પત્તો મળ્યો શ્રમણ નારદને જોતાજ પાંડુ ઝવેરી તેમના ચરણમા આળોટી પડયો શ્રમણ નારદે તેને પ્રેમથી ઉઠાડયો અને કુશળ સમાચાર પૂછ્યા સાધારણ વાત-

ચિત પછી પાંડુ ઝવેરીએ નમ્રભાવે કહ્યું "શ્રમણ મહારાજ, મને આપના ઉપદેશથી પાવન કરો અને આ પ્રપંચમાંથી છુટવાનો રસ્તો બતાવો"

શ્રમણ નારદે જવાબ આપ્યો "ભાઇ, કર્મની ગતિ ગહન છે એનો ગૂઢાર્થ સમજી શકે એવું તારૂં ગજુ નથી તે સમજવા માટે તો ખૂબ અભ્યાસની જરૂર છે તુ અધ્યાત્મજ્ઞાનના વિષયમા આગળ વધતો જશે તેમ તને એ બધુ આપોઆપ સમજાતુ જશે પણ હાલ તો તને એક વાત કહુ છુ તે ધ્યાનમાં રાખજે જ્યારે પણ આપણે કોઇને દુ ખ દેવા તત્પર થઇએ ત્યારે આપણા અતરને પૂછી જોવુ કે બીજુ કોઇ આપણને એટલું દુ ખ દે તો તે આપણને ગમે કે નહિ જો અતર કહે કે એવુ દુ ખ હુ તો નહિ ખમી શકુ તો દુ ખ દેવાની વૃત્તિ તરતજ દાબી દેવી અને જેમ આપણી કોઈ સેવા કરે તે આપણને ગમે, તેમ આપણે કોઇની સેવા કરીશુ તો તે તેને ગમશે એમ વિચારી બીજાની સેવા કરવાનો જ્યારે પ્રસગ મળે ત્યારે તેને જતો નહિ કરવો મનમા એટલું તો સમજી જ રાખજે કે જરાયે કોઇનુ ભલું કર્યું હશે તે એળે નથી જવાનુ '**न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति**'।

**પાંડુ ઝવેરી**—મહારાજ, જો આપ મને કઈ વધુ ખુલાસાવાર સમજણ પાડો તો તમારા કહ્યા મુજબ વર્તનમા મૂકી શકવાને હું સમર્થ થઇ શકુ

**શ્રમણ**—તો ત્યારે સાભળ હુ તને કર્મનો ભેદ સમજાવી દઉં મારી અને તારી વચ્ચે એક પડદો છે એને માયા કહે છે એ માયાને લઇનેજ આપણે બેઉ એકમેકને જૂદા ગણીએ છીએ એ માયાને લીધેજ મનુષ્ય સત્ય નહિ સમજતા પાપમા ડુબે છે. આ માયાને લીધે તું જોઇ નથી શકતો કે તારો માનવજાતિ સાથે શુ સબંધ છે આપણા શરીરના જૂદા જૂદા અવયવો વચ્ચેનો સબધ જેમ અભેદ્ય, અતૂટ અને આવશ્યક છે તેમજ આપણો માનવજાતિ સાથેનો સબંધ અભેદ્ય, અતૂટ અને આવશ્યક છે તારા જીવનનો સબધ તારા માનવબંધુઓના જીવન સાથે

સકળાયલો છે. આ સત્ય કોઈ નથી સમજતું તેથી જ બધા માયામા ગોથાં ખાય છે આ માયાના પડદાને ભેદી એ સત્યની ઝાખી કરવી, એજ મનુષ્યજીવનનો ઉદ્દેશ છે એ ઉદ્દેશ સાધ્ય કરવાને માટે હુ તને થોડાક મત્રો સમજાવી દઉં. એ મત્રો તું હમેશ તારા હૃદયમા કોતરી રાખજે. એ મત્રો નીચે મુજબ છે

**(૧) જે કોઇ પણ બીજાને દુખ દે છે તે પોતાના અતરમાં પોતાને દુખી કરવાનું બીજ રોપે છે.**

**(૨) જે કોઇ પણ બીજાને સુખ આપે છે તે પોતાના હૃદયમાં પોતાને સુખી કરવાનુ બીજ રોપે છે.**

**(૩) હુ અને મારા માનવબધુઓ જુદા છીએ એ વિચાર ખોટા છે**

આ ત્રણ મત્રો સદા સર્વદા અતરમા રાખી દરેક સમયે એને દૃષ્ટિ સમક્ષ રાખી તું સત્યના માર્ગને પીછાણી શકીશ

**પાંડુ ઝવેરી**—પ્રભુ ! આપના વચનોનો મર્મ બહુ ગહન છે આપના એ મત્રો મારા હૃદયમા હમેશને માટે કોતરાઇ ચૂક્યા છે બનારસ આવતી વેળાએ મે તમારા પર જે થોડી સરખી દયા—ગાડીમા બેસાડી લેવાની—બતાવી હતી તેના બદલામા પ્રભુએ મને આટલું બધુ આપ્યુ એ જોઇ હું અજાયબ થયો છુ મહારાજ ! હું આપના ઉપકારના ભાર હેઠળ હમેશને માટે દબાઇ ગયો છુ. મને જો મહોરોની વાસળી ન મળત તો હું વેપાર પણ ન કરી શકત અને નફો પણ ન મેળવી શકત જો આપે દેવળને મદદ ન કરી હોત તો એ આટલો જલદી બનારસ આવી ન પહોચ્યો હોત અને મારા મિત્ર મલિકની આબરૂ ન રહી હોત. આપની કૃપાથીજ મને મારી મહોરોની વાસળી મળી છે વળી મહાદત્ત પણ તેથીજ બચ્યો, નહિ તો નાહકનો માર્યો જાત મહારાજ, તમને જે રીતે 'સત્ય' દેખાય છે એ રીતે જો બધાજ જોઈ શકતા હોત

તો જગત કેવુ સુખી થાત ! પાપના અસખ્ય માર્ગો બધ થઇ પુણ્યના દ્વાર ઉઘડત મે તો નિશ્ચય કર્યો છે કે બુદ્ધ ભગવાનના દયામય ધર્મના પ્રચારાર્થે મારી કૌશામ્બી નગરીમા એક બૌદ્ધ વિહાર બાંધુ અને ત્યા આપ તથા આપના જેવા બીજા શ્રમણો રહી ત્યાંના લોકોને સન્માર્ગે દોરે

૪

કૌશામ્બીમા પાંડુ ઝવેરીનો વિહાર બની ચુકયો છે એમાં સેકડો શ્રમણો નિવાસ કરે છે થોડા વખતમા તો એ એક પ્રખ્યાત વિહાર ગણાવા લાગ્યો દૂર દૂરથી ધર્મજીજ્ઞાસુ લોકો અહિ ઉપદેશ સાભળવા અને મનને શાત કરવા આવતા

પાંડુ ઝવેરી પણ હવે બહુ મોટા ઝવેરીમાં ખપવા લાગ્યો. એની કારિગરીના ગુણગાન દેશપરદેશમા ગવાવા લાગ્યા

કૌશામ્બીની નજદીકના એક રાજાના દરબારમા સુદ્ધા પાંડુ ઝવેરીનુ નામ પહોચી ગયુ હતું રાજાએ પોતાના ખજાનચીને આજ્ઞા આપી કે એક સુદર સોનાનો મુગટ બનાવી તેને બહુ મૂલ્ય રત્નોથી જડી લઇ આપણે ત્યા લાવવાનો પાંડુ ઝવેરીને હુકમ આપો ખજાનચીએ તરતજ પાંડુ ઝવેરીને રાજાનો સદેશો પહોચાડયો

મુગટ તૈયાર થયો. પાંડુ ઝવેરી જાતેજ તે લઇ રાજાની રાજધાની તરફ જવા લાગ્યો રાજાને બતાવવા માટે બીજું પણ ખૂબ જવાહીર સાથે લઇ લીધુ ૨૦–૨૫ હથીયારબધ સિપાઇઓને પણ લીધા.

નિશ્ચિન્ત મને પાંડુ ઝવેરી એક જગલમાથી પસાર થઈ રહ્યો હતો રાજા ખુશખુશ થશે અને તેને ન્યાલ કરી નાંખશે એવી કલ્પનામા તે મશગુલ હતો એવામા 'મારો મારો'ના પોકાર કરતા ૫૦–૬૦ માણસો એક ઝાડીમાથી નીકળી પાંડુ ઝવેરીના રસાલા પર તૂટી પડયા સિપાઇઓ ખૂબ બહાદૂરીથી લડયા, પણ લુંટારાની મોટી સખ્યા આગળ તેઓનું

કંઇ ચાલ્યું નહિ, બધા માર્યા ગયા લુંટારાઓ ઝટપટ બધુ ઝવેરાત લઇ રસ્તે પડયા પાંડુ ઝવેરી હાથ ઘસતો રહી ગયો

આથી પાંડુ ઝવેરીનું તો સત્યાનાશ વળી ગયુ રાજાના દરબારમા ખૂબ માલ વેચાશે એ આશાથી તેણે પોતાનુ બધુ ઝવેરાત સાથે લીધુ હતું પણ તે બધુ લુટાઈ ગયુ અને પાંડુ ઝવેરી પાંડુ ભિખારી બની ગયો.

પાંડુના હૃદયપર આથી મોટો કારી ઘા પડયો પણ પોતાના પૂર્વજન્મના પાપ પોતે ભોગવી રહ્યો છે એમ માની તેણે મનને વાળ્યુ તે પોતાની જવાનીના બુરા કામોને યાદ કરી પશ્ચાત્તાપ કરવા લાગ્યો આટલા દિવસ સુધી શ્રમણ નારદ જે કહેતા હતા કે કર્યા કર્મનાં ફળ ભોગવ્યા વિના છૂટકો નથી, તેનુ સત્ય પાંડુ ઝવેરી અનુભવે શીખ્યો પૂર્વ કર્મનો તેને ખૂબ પશ્ચાત્તાપ થવા લાગ્યો અને

"હા ! પસ્તાવો વિપુલ ઝરણુ સ્વર્ગથી ઉતર્યું છે,<br>
પાપી તેમા ડુબકી દઈને પુણ્યશાળી બને છે"

તેમ પાંડુ વધુ પુણ્યશાળી બન્યો પોતાને આજે જે દુ ખ પડયુ તે પરથી બીજા દુ ખીઆરાઓના દુ ખની તેને કલ્પના થઈ અને તેનું હૃદય દયાથી ભીનુ થઈ ગયુ પાંડુ ઝવેરીને હવે પોતાની નિર્ધનતાનું દુ ખ જતું રહ્યુ એને મનમા એ જ સાલવા લાગ્યુ કે હવે પોતે ગરીબોનાં દુ ખ દૂર નહિ કરી શકે શ્રમણોને નહિ પોષી શકે.

૫

જે જગલમા પાડુ ઝવેરી લુંટાયો તેજ જગલમાથી એક બૌદ્ધ સાધુ પસાર થઇ રહ્યા હતા તેમની પાસે એક ભિક્ષાપાત્ર અને નાની ઝોળી હતી ઝોળીમાં હસ્તલિખિત પુસ્તકો સિવાય બીજુ કઈ ન હતું સાધુ પોતાના વિચારોમા મસ્ત હતા એવામાં લુંટારાઓએ આવીને સાધુ પર હુમલો કર્યો. તેમના મનથી પેલી ઝોળીમાં વજન બહુ છે તે કઇ કિંમતી વસ્તુઓ હશે પણ અદર જોતા પુસ્તકો જણાયાથી તેઓ નિરાશ થયા જતા પહેલાં સાધુને જમીન પર પટકી ખૂબ માર મારતા ગયા.

સાધુને માર એટલો પડયો હતો કે એ બિચારાથી ઉઠાયુ નહિ અને રાતભર ત્યા જ ગલમા પડી રહ્યા સવારમા ઉઠીને રસ્તે પડયા એવામા નજદીકની ઝાડીમ થી તલવારના ખણખણાટ અને માણસોના અવાજો સભળાવા લાગ્યા લપાતા લપાતા સાધુ તે ઝાડી નજદીક ગયા અને અદર ડોકીયુ કર્યું તો જણાયુ કે જે લુટારાઓએ એમને આગલી રાત્રે માર્યા હતા તેજ લુટારાઓ બીજા લુટારા પર હુમલો કરી રહ્યા હત તેમાંનો એક લુટારો અધાામ ઘણો બળવાન હતો એકલો એકલો પણ બધાને પૂરો પડવા મથન કરતો હતો કેટલાકોને ધૂળ ચાટતા કરી દીધા પણ આખરે એકલો ! ખૂબ ઘા પડયા હતા અને અદરથી લોહી વહેતુ હતુ લોહી વહી જવાથી તે છેક બેભાન થઇ પડયો લુટારાઓએ ધાર્યું કે એ મરી ગયો, એટલે પલાયન કરી ગયા

આ ઝપાઝપીમા દશબાર લુટારાઓ મરી ગયા હતા સાધુએ બધાને જઈને તપાસ્યા માત્ર પેલા એક બળવાન લુટારા સિવાય બધા રામશરણ થઇ ચૂકયા હતા સાધુનુ હૈયુ ભરાઇ આવ્યુ આ નિરર્થક નરહત્યાથી તેને ખૂબ દુ ખ થયુ જે થયુ તે થયુ હવે તો સાધુની ફરજ પેલા મરવા પડેલાને ઉગારવાની હતી તેમણે પાસજ વહેતા એક નાળામાથી પાણી લાવી તેના મો પર છાટયુ લુટારાને કઇક ભાન આવ્યુ તેણે ધીમે રહી આખો ખોલ્યા અને પાછી બધ કરી દીધી તે બકવા લાગ્યો-પેલા કૃતઘ્ની બદમાશો ક્યા ગયા ? સેકડો વાર તેમના મે પ્રાણ બચાવેલા તે બધુ ભૂલી જઇ તેનો બદલો મને આજે આવો આપ્યો ? હરામખોરોને ખબર નથી કે હુ નહિ હોત તો કેંદહાડનાએ તે મરી ગયા હોત.

**શ્રમણ**—ભાઇ, હવે એ તારા પાપી સાથીઓની વાત જવા દે આ છેલ્લી ઘડીએ તારા ઇષ્ટ દેવનુ સ્મરણ કર અને મરતાં કંઈ પુણ્ય કરતો જા આમાંથી લે થોડુ પાણી પી, અને મને આ ઘાનો ઇલાજ કરવા દે પ્રભુ કરે ને તુ બચી જાય

લુંટારાની બધી શક્તિ જતી રહી હતી. જેમ તેમ મહેનત કરી તે બોલ્યો—ગઇ કાલે મે મારા લુંટારાઓ સાથે એક સાધુને ખૂબ માર માર્યો હતો શુ તમે તેજ છો? અને તમે જ ગઇ કાલના મારા જુલમના બદલામા આજે મને જીવિતદાન આપવા મથી રહ્યા છો? આ પાણી તમે લાવ્યા? પણ તમારા આ બધા પ્રયત્નો વ્યર્થ જશે તમે તમારા રસ્તે જાઓ મારા જીવવાની હવે આશા નથી મને એટલા બધા ઘા પડયા છે કે હુ મરી જ જઇશ કૃતઘ્નીઓ! મારી વિદ્યા (હથીઆર ચલાવવાની) નો ઉપયોગ મારા ઉપરજ કર્યો!

**શ્રમણ**—કરે તેવુ પામે તે તારા સાથીઓને લુટફાટ શીખવી તેનો ઉપયોગ આજે તેઓએ તારા પર કર્યો જો તે તેઓને દયાળુ બનવાનું શીખવ્યુ હોત તો આજે તેઓ તારા પર પણ દયા કરત આકાશમા ફેંકેલી ધૂળ જેમ સૂર્યને ઝાંખો નહિ કરતા નાંખનારની જ આંખમાં પડે છે તેમ બીજાને ખાડામાં ઉતારનાર પોતે જ ખાડામા પડે છે કર્મના ફળ પોતે જ ભોગવે છે.

**લુંટારો**—હા! મને તમારી બધી વાત સાચી લાગે છે મે ખૂબ અન્યાય કર્યા છે ખૂબ જુલમ કર્યા છે હુ કોઇ પણ ઉપાયે ઉગરનાર નથી મારાથી શ્વાસ સરખો લઈ શકાતો નથી

**શ્રમણ**—ભાઈ, ઉપાય તો બહુ સહેલો છે પાપવૃત્તિને જડમૂળથી ઉખેડી નાખી, ખરાબ વાસનાઓનો ત્યાગ કરી પ્રાણી માત્ર ઉપર દયા કરવાનુ વ્રત લે અને પોતાના માનવબધુઓ પર દયા કરવાનો નિશ્ચય કર

બાદ શ્રમણે લુટારાના ઘા ધોઇ તે પર એક લીલા પાલાનો રસ કાઢી લગાવ્યો આથી તેને ખૂબ શાંતિ થઇ થોડો વખત એમને એમ પડી રહ્યા પછી લુટારો બોલ્યો—મહારાજ! આજ સુધી મે કોઇનું ભલુ તો

કર્યું જ નથી બધા જ ખરાબ કામો કર્યાં છે હું મારી ખરાબ વાસનાઓથી જાળમાં એટલો બધો ફસી ગયો છુ કે હવે તેમાંથી છૂટવાનો માગ જ નથી મારા કર્મો જ મને નરક તરફ ઘસડી રહ્યા છે મને મારાં કર્મો તરફ જોતા મોક્ષની આશા નથી રહેતી

**શ્રમણ**—તારા કર્યા કારવ્યા કર્મોનુ ફળ તો તારે ભોગવવુ પડશે એ વાત ખરી, પણ તેથી નિરાશ થવાનુ કઇ કારણ નથી તારા હૃદયમાંથી દુષ્ટ ભાવના જેમ જેમ ઓછી થતી જશે જેમ જેમ આ દેહમમત્વ ઓછુ થતું જશે તેમ તેમ તારી વિષય–લાલસા પણ ઘટતી જશે જો સાભળ. હું તને એક કથા સભળાવુ એ પરથી તને સમજાશે કે **આપણા ભલામાં બીજાનુ ભલુ છે અને બીજાના ભલામાં આપણુ ભલુ છે** બીજા શબ્દોમા કહીએ તો મનુષ્યના કર્મ જ તેના પોતાના તેમજ બીજાના સુખ દુ ખનું મૂળ છે

કદન્ત નામે એક જબરો લુટારો હતો પોતાના કર્મોનો પશ્ચાતાપ કર્યા વિનાજ તે મરી ગયો આથી તેને નરકમા જવુ પડયુ પોતાના કર્મના ફળ તરીકે કેટલાયે વર્ષો સુધી તેણે નરકની અસહ્ય યાતના ભોગવી, પણ તેનો તેમાથી છૂટકારો ન થયો એવામા પૃથ્વીપર બુદ્ધ ભગવાનનો જન્મ થયો એમના પ્રભાવનો કઇક પ્રકાશ નરકમા પણ પડયો બધા નારકીઓને આશા થઇ કે હવે આપણો છૂટકારો થશે કદન્ત તો મોટેથી બોલવા લાગ્યો—હે ભગવન્, મારા પર દયા કરો, દયા કરો હું અહિ જે દુ:ખો ભોગવી રહ્યો છુ તેનો પાર નથી. જો આમાંથી છૂટીશ તો સત્યને રસ્તે જ ચાલીશ પ્રભુ ! મને આ સકટમાથી છોડવો

**કુદરતનો જ નિયમ છે કે બુરાં કામો નાશ તરફ લઇ જાય છે બુરાં કામો અર્થાત્ પાપસૃષ્ટિ નિયમથી વિરુદ્ધ છે, અસ્વાભાવિક છે. આથી તે વધુ વખત ટકી નથી શકતી એનો નાશ અવશ્ય થાય છે. પરતુ ભલાં કામો દીર્ઘજીવી હોય છે અને**

શુભ આશા તરફ લઈ જાય છે; કારણ કે તે સ્વાભાવિક છે. ટુકમાં કહીએ તો પાપકર્મોનો અ ત આવે છે અને પુણ્યકર્મોનો અ ત નથી આવતો

જેવી રીતે ધાન્યના ગણ્યાગાંઠ્યા દાણામાંથી આખુ ખેતર ધાન્યથી ભરપૂર થઇ જાય છે, તેમ થોડાં ઘણાં સારાં કામોમાંથી પણ અગણિત સારાં કામો થઇ શકે છે એકજ વાર જો ભલુ કાર્ય કર્યું હોય તો ભવિષ્યમાં ઘણા ભલાં કાર્યો તરફ પ્રેરે છે એમ ભલાં કામોથી માણસ પુણ્ય કરતો જાય છે અને છેવટે તે નિર્વાણપદને પામે છે

કદન્તનું આક્રન્દ સાભળી દયાળુ બુદ્ધ ભગવાન બોલ્યા —તે કદી કોઈ જીવ પર જરા સરખી દયા બતાવી છે? તારો આ દુ ખમાથી છુટકારો તો થશે પણ જ્યા સુધી તારા મનમાથી દેહમમત્વ, ક્રોધ, માન, કપટ, ઈર્ષ્યા અને લોભનો નાશ નહિ થાય ત્યા સુધી તુ દુ ખમાંથી કદી છુટવાનો નથી

કદન્ત બહુ ક્રૂર સ્વભાવવાળો હતો તેથી તે તો આ સવાલ સાભળી ચૂપજ થઇ ગયો, પણ બુદ્ધદેવ સર્વજ્ઞ હતા તેમને તો કદન્તના પૂર્વજન્મની બધી ખબર હતી કદન્તે ગયા જન્મમા એક વાર દયા બતાવી હતી એક દિવસ કદન્ત જ ગલમાથી જઇ રહ્યો હતો એવામા એક કરોળીઆ પર તેનો પગ પડતો હતો તેણે તરત જ પગ પાછો ખેચી લીધો અને વિચાર્યું કે એ કરોળીયો નિર્દોષ છે, એનો જીવ શા માટે લેવો આ જાણી બુદ્ધદેવે કદન્ત પર દયા કરી એ કરોળીઆને તેના જાળના તાર સાથે નરકમા મોકલ્યો કરોળીઆએ કદન્તને કહ્યુ કે, આ તારના આધારે તું નરકમાથી બહાર નીકળી જા આમ કહી કરોળીઓ જતો રહ્યો. કદન્ત તે તાર પકડી ઉપર ચઢવા લાગ્યો થોડેક ઉંચે ગયા પછી તેને જણાયું કે એ તાર લાબો અને પાતળો થતો જાય છે અને તૂ ટુ તૂ ટુ કરી રહ્યો છે તેણે નીચે નજર કરી તો જણાયુ કે નરકના બધાજ

જીવો એક પછી એક તાતણાને આધારે ચઢી રહ્યા છે આથી કદન્ત ગભરાયો કે આ તાર મારા એકલાનોજ ભાર ઝીલી શકે એમ છે અને આ બધા ચઢે છે, તેથી તાર તૂટશે અને એ બધાની સાથે હુંએ પડી જઇશ આથી તે બોલી ઉઠયો 'એ તાર તો મારો છે, બધા એને છોડી દો'. બસ આ શબ્દો નીકળતાની સાથે જ એ તાર તૂટી ગયો અને કદન્ત ફરી નરકમા જઇ પડયો

કદન્તનો દેહમમત્વ ભાવ છૂટયો ન હતો હજી તેનામા અહભાવ હતો મારૂં તારૂં હતું **'પ્રભુ બધાંનો છે ને બધુયે પ્રભુનુ છે'** એ વાતનુ જ્ઞાન તેને નહોતુ થયું એ જ્ઞાનથી જે શક્તિ આવે છે તેની એને ખબર ન હતી એ જ્ઞાનના પ્રભાવે મનુષ્યમા જે શક્તિ આવે છે તે દેખીતી રીતે તો કરોળીયાની જાળના તારના જેવી પાતળી હોય છે, પણ તેને આધારે તો હજારો માણુસોનો ઉદ્ધાર થઇ શકે છે પણ જે વખતે મનમા વિચાર આવ્યો કે એ મારી છે, સત્યમાર્ગે ચાલવાનુ ફળ માત્ર મને જ મળવુ જોઈએ, તેમા બીજાનો ભાગ ન હોય કે થઇ રહ્યુ તેનું બધુ સુખ નાશ પામી, તે સ્વાર્થના ખાડામાં પડે છે સ્વાર્થ એટલે નરક અને પરમાર્થ એટલે સ્વર્ગ દેહમાં જે 'અહભાવ તે જ નરક' .

આ કથા પૂરી થતા મરણુવશ લુંટારો બોલ્યો—મહારાજ ! હુ કરોળીઆના જાળાના તારને પકડીશ અને નરકના ખાડામાથી પોતાની શક્તિથી બહાર નીકળીશ

૬

થોડોક વખત લુંટારો મુગો રહ્યો અને પછી બોલવા લાગ્યો, "મહારાજ, હું મારા પાપોનું પ્રાયશ્ચિત્ત આપની પાસે કરીશ તમે મારી વાત સાભળો હું પહેલાં કોશામ્બીના પાંડુ ઝવેરીને ત્યાં ઘોડાવાળો હતો એક વખત તેણે મારી સાથે ખૂબ નિષ્ઠુર વર્તન ચલાવવાથી, હું તેની નોકરી છોડી નીકળ્યો અને લુંટારાઓમાં ભળી ગયો. મારી શક્તિ જોઇ

લુંટારાઓએ મને તેમનો સરદાર બનાવ્યો. એક વખત મે સાભળ્યુ કે પાંડુ ઝવેરી પોતાના ઝવેરાત સાથે એક રાજાને ત્યા રત્નજડિત મુગટ વેચવા જવાનો છે, અને તે આ જગલમાથી પસાર થનાર છે. આથી મે તેના પર હુમલો કરી તેનું સર્વસ્વ લુંટી લીધુ હવે આજે આપ મારા પર મહેરબાની કરી પાંડુ ઝવેરી પાસે જઇ તેને કહેજો કે તે મારાપર જે અત્યાચાર કર્યો હતો તેનુ વેર હવે મને નથી, અને ને તારા પર હુમલો કરી લુંટ ચલાવી જે અપરાધ કર્યો છે તે માટે હું તારી માફી માગુ છુ હુ જ્યારે એને ત્યા નોકરી કરતો હતો ત્યારે એનુ હૃદય પાષાણુ સમુ કઠોર હતું તેથી હું પણ એનુ જ અનુકરણ કરવા શિખેલો એના મનને તો હતુ કે જગતમા સ્વાર્થનોજ વિજય થાય છે પણ મે સાભળ્યુ છે કે હવે એ બહુ પરોપકારી બની ગયો છે અને લોકો એને દયાનો અવતાર માને છે એણે હવે એવુ અપૂર્વ ધન મેળવ્યુ છે કે કોઇ તેને લુટી નહિ શકે, કોઇ તેનો નાશ નહિ કરી શકે આજ સુધી મારૂ જીવન બુરાં કામોમા જ વ્યતીત થયું છે, પણ હવે હુ એમાથી છૂટવા માગુ છુ મારા વિચાર હવે બદલાઇ ગયા છે હજી મને મરવાને થોડો વખત બાકી છે હુ મરતા મરતાં મારા મનમાં શુભ વાસનાને સ્થાન આપીશ, કે જેથી બીજા જન્મમા હુ શુભ વાસના લઈ જન્મુ તમે પાંડુ ઝવેરીને કહેજો કે, તેનો મુગટ તથા બીજુ બધુ ઝવેરાત આ પાસેની ગુફામા છે ત્યાથી તે લઇ જાય જો મારાથી એક પણ સારૂં કામ થશે તો મારા પાપનો ભાર કઇક હલકો થશે મારૂ મન પણ કઇક નિર્મળ થશે અને મને મોક્ષ તરફ જવાનો રસ્તો સુઝશે આથી આવાં એક ન્યાયના કામથીજ હુ મારા ભલા કામોની શરૂઆત કરીશ"

બાદ મહાદત્તે શ્રમણને તે ગુફાનું ઠેકાણું બરાબર બતાવી દીધુ અને થોડા વખત પછી શ્રમણના ખોળામાં પોતાનુ શિર મૂકી આ નાશવત દેહ છોડી ગયો

૭

શ્રમણે કોશામ્બી જઇ પાંડુ ઝવેરીને બધી વાત કરી પાંડુ ઝવેરીએ માણસો લઇ જઈ ગુફામાથી બધુ ધન કઢાવી લીધુ. મહાદત્ત અને બીજા

લુંટારાના મૃતદેહોનો પણ અગ્નિસસ્કાર કરાવ્યો તે વખતે મહાદત્તની અંત ઘડીએ હાજર હતા તે શ્રમણ મહારાજ શ્રીપાન્થકે મહાદત્તના ભૂમિદાહના સ્થાન પર ઉભા રહી ઉપદેશ આપ્યો કે—

"આપણે જાતે બુરા કામ કરીએ છીએ અને તેના બુરા ફળો પણ જાતેજ ભોગવીએ છીએ એ જ રીતે આપણે એ બુરા કામોને દૂર કરી શકીએ છીએ અને શુદ્ધ બની શકીએ છીએ અર્થાત્ પવિત્રતા અને અપવિત્રતા આપણા જ હાથમા છે બીજુ કોઇ આપણને પવિત્ર નથી કરી શકતુ આપણે જાતે જ પવિત્ર બનવા પ્રયત્ન કરવો જોઇએ બુદ્ધ ભગવાનનો પણ એ જ ઉપદેશ છે.

આપણે જે કષ્ટ પણ ભોગવીએ છીએ તે કંઈ બ્રહ્મા વિષ્ણુ કે મહેશ આપણા પર લાદતા નથી. એ બધુ આપણા જ કર્મોનું પરિણામ છે માતાના ગર્ભસ્થાનની પેઠે આપણા પૂર્વ જન્મના કર્મો રૂપી ગર્ભસ્થાનમાથી જ આપણો જન્મ થાય છે અને આપણા કર્મો જ આપણને ચારેગમથી વીંટળી રહે છે આપણાં બુરાં કર્મો આપણને શાપરૂપ અને સારા કર્મો આશીર્વાદરૂપ થઈ પડે છે આમ આપણા કર્મોમા જ આપણા મોક્ષનુ સાધન છે"

પાંડુ ઝવેરી પોતાનુ બધુ ધન કૌશામ્બી લઇ ગયો અને બહુ સાવચેતીથી તેનો ઉપયોગ કરવા લાગ્યો તેણે પોતાનો વેપાર વધાર્યો અને જે નફો આવવા લાગ્યો તે પરોપકારમા ખર્ચવા માડયો

વર્ષો પછી પાંડુ ઝવેરી જે દિવસે મરવા પડયો તે દિવસે તેણે પોતાના બધા કુટુમ્બના માણસોને બોલાવી કહ્યું—

ભાઇઓ, કદી કોઇ પણ કામ નિરાશ થઈ છોડી દેવુ નહિ જો કોઈ પણ કામમા નિષ્ફળ નીવડીએ તો તેનો દોષ બીજાને નહિ દેશો. આપણી નિષ્ફળતા અને દુઃખોનું કારણ આપણાં જ કર્મોમાંથી શોધી કાઢવાનું છે અને તે શોધી દૂર કરવાનું છે.

જો તમે અભિમાન અને અહંકારને દૂર કરી દેશો તો તમને એ કારણો જલદીથી સમજાશે, અને તે સમજાયુ કે તેમાથી બહાર નીકળવાનો માર્ગ પણ તરત જડી આવશે દુખનો ઉપાય પણ આપણા જ હાથમા છે તમારી આખો આગળ માયાનું આવરણ ન આવી જાય, તે હમેશા ધ્યાનમા રાખવુ અને મારા જીવનમા મને જે સત્યનો અક્ષરશ અનુભવ થયો છે, તે હમેશ સ્મરણમા રાખજો તે સત્ય એ છે કે—

**જે બીજાને દુખ દે છે તે તેમ કરી પોતાની જાતને જ દુઃખ દે છે અને જે બીજાનું ભલું કરે છે તે પોતાનું જ ભલું કરે છે**

**દેહમમત્વ દૂર થતાં જ માયાનું આવરણ દૂર થઈ સત્યનો માર્ગ જડી આવે છે**

જો તમે મારા આ વચનો યાદ રાખશો અને તે મુજબ ચાલવાનો પ્રયત્ન કરશો તો અવશ્ય એ સત્ય તમનેયે એક દિવસ જીવનમા સમજાશે મરણ સમયે તમે નિશ્ચિન્ત રહી શકશો અને તમારો જીવાત્મા તમારા શુભ કામોથી અમર થઈ જશે



# મઘની સેવાવૃત્તિ

હજારો વર્ષ પૂર્વે મગધ દેશમા મચલ નામના એક ગામડામાં એક ખેડુતના કુટુમ્બમા મઘ જન્મ્યો હતો તે જ્યારે ઉંમરલાયક થયો ત્યારે પોતાના ગામના લોકોની સ્વાર્થ પરાયણુતા જોઇ મનમા ખૂબ ખિન્ન થયો તે પોતાના ગામના રસ્તા સાફ કરવાનુ ગદવાડ વહી વહીને બહાર ફેંકવાનું, પીવાના પાણીમા ગદુ પાણી જાય નહિ માટે કુવાને પાળ બાધવાનું, વગેરે એવાં જ બીજા લોકોપયોગી કામો કરતો પરતુ તેનાં આ કામથી રાજી થવાને બદલે ગામના લોકો તેને દોષ દેતા તેઓ ચોરાઓ પર કે દારૂના પીઠા પર ભેગા થઇ કહેતા કે અરે, આ પેલો ગાડીયો મઘ ! પોતાના ઘરનુ કામ છોડીને ચાલ્યો નકામી માથાફોડ કરવાને ! એકલાથી તે કદી આખા ગામનું હિત થયુ છે કે ? આપણે ભલા ને આપણુ કામ ભલું, તેને બદલે આ તો ગામનું ભલુ કરવા નીકળ્યો છે ! શુ કરવુ છે આપણે આખા ગામને ? મઘને પોતાની મૂર્ખાઈ સારૂ કોઇક દિવસ પશ્ચાત્તાપ કરવો પડશે !

મઘની છચોક નિદા થતી, એટલું જ નહિ પણ તેનાં સગાઓ પણ તેની વિરુદ્ધ હતા તોપણુ તેણે પોતાનુ કર્તવ્ય છોડી દીધુ નહિ મઘ એક દિવસ એકાદ રસ્તો સાફ કરે અને બીજે જ દિવસે આસપાસના ઘરમાથી સ્ત્રીઓ કચરો નાખી જાય, કોઇ વૃદ્ધ કહે કે આ ગદવાડ શુ કામ કરો છો ? તો તેઓ કહેતી, "તમારે શુ ? પેલો મઘ મુઓ છે ને ! તે આવશે અને કરશે સાફ !"

મઘના આત્મસયમનું પરિણામ જૂના જમાનાના લોક ઉપર તો કઇ પણુ થયુ નહિ, પરન્તુ મઘનો આ માર્ગ સારો કેમ ન હોય એવી એક બે તરુણોને શકા આવવા લાગી

ગામના બે તરુણ મિત્રો બધથી આકર્ષાઇને તેને ગુરુ કરવાના ઇરાદાથી તેની પાસે ગયા અને બોલ્યા, "આજ સુધી અમે તારી ઉપેક્ષા કરી, એ માટે અમને અત્યન્ત દુ ખ થાય છે અભાગીને પોતાને ઘેર પડેલી થાપણની જેમ ખબર ન પડે તેમજ તારા સદ્‌ગુણની, તુ અમારી પાસે હોવા છતા અમને ખબર પડી નહિ આજથી અમે તારા શિષ્ય થઇ તારૂ અનુકરણ કરી સત્કૃત્યમા કાળ ગાળવાનો નિશ્ચય કર્યો છે"

બધ બોલ્યો, "મિત્રો! સદાચરણમા કાળનો સદ્‌વ્યય કરવાની તમારી ઇચ્છા માટે તમને ધન્ય છે, પરન્તુ આ માટે મારૂ શિષ્યત્વ સ્વીકારવાની આવશ્યકતા નથી મારા જેવા મર્ત્ય નાશવત છે એ તમે જાણો જ છો માટે આવા ક્ષણભગુર પ્રાણીનુ શિષ્યત્વ ન સ્વીકારતાં આપણે બધા ધર્મનુ શિષ્યત્વ સ્વીકારીયે એ સારૂ કારણ ધર્મ શાશ્વત છે, તે અનાદિ છે તેને આપણી પાસેથી કોઇ પણ દૂર કરી શકે એમ નથી"

**"કુમાર્ગથી નિવૃત્તિ અને સત્કર્મમાં પ્રવૃત્તિ એને સાધુ લોક 'શીલ' કહે છે પ્રાણીનો ઘાત ન કરવો, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, અસત્ય ભાષણ ન કરવું અને માદક પદાર્થનુ સેવન ન કરવુ**—એ પાચ નિયમ એકનિષ્ઠાથી પાળીએ તો આપણે કુકર્મથી બચી જઇએ, અને પરોપકારાદિ સત્કૃત્યમાં આપણા કાળનો ઉપયોગ કરી શકીએ"

તરુણ બોલ્યા, આજથી આ પાચ નિયમ અમે બરાબર શ્રદ્ધાપૂર્વક પાળીશુ, અને ધરકામથી બચેલો કાળ સત્કર્મમા ગાળીશુ"

આમ ધીરે ધીરે બધને ત્રીસ અનુયાયી મળ્યા તે સૌએ મળી રોગી લોકો માટે અને અનાથ અપગ લોકો માટે એક ધર્મશાળા સ્થાપન કરી. આસપાસના ગામના રસ્તા સાફ કર્યા, નાના નાના પૂલો બાધ્યા, તળાવ ખોદ્યા અને એવા બીજા લોકોપયોગી કામો કર્યા. આ ઉપરાંત તેઓ

પોતાના પરગણાના લોકોને પચશીલનો ઉપદેશ કરતા. આ-તેમના કૃત્યની આખા પરગણા ઉપર એવી અસર થઇ કે થોડા અપવાદ બાદ કરતા ત્યાના બધા લોક સદાચારી બન્યા દારૂના પીઠાવાળાને પોતાની દુકાનો બધ કરવી પડી, અને ત્યાના મુખી (ન્યાય અને વસુલી કામદાર)ને દડના રૂપમા ઘણી મોટી પ્રાપ્તિ થતી, તે નહિ જેવી થઇ ગઇ

આ પરગણાના લોકોમા પહેલા એટલા ટટા થતા કે તેનો નિકાલ કરતા મુખીને જમવાની સુદ્ધા ફુરસદ મળતી નહિ, પણ હવે મુખીને આખો દિવસ તકીયાને અઢેલી વાતો કરતા બેસવુ, અને કચેરીનો વખત પૂરો થતા ઘેર જવુ, એટલો જ ઉદ્યોગ રહ્યો પોતાના પરગણામા સ્થિતિ આવી કેમ પલટાઇ ગઇ એની તપાસ કરતાં મઘ અને તેના ત્રીસ અનુયાયીઓએ આ બધી ક્રાન્તિ કર્યાનુ મુખીને જણાયુ આ ત્રીસેને આ પ્રદેશમાંથી ઉચકી લીધા સિવાય લોકો પહેલાંના જેવી સ્થિતિમા આવશે નહિ, એમ વિચારી કાઇ જરૂરી કામ માટે પોતે મગધ દેશના રાજાને મળવા જાય છે એમ પોતાના હાથ નીચેના લોકોને જણાવી તેણે રાજધાનીનો રસ્તો પકડયો

રાજાને મળી મુખી બોલ્યો, 'મહારાજ શુ કહેવુ? અમારા દેશમાં ત્રીસ તોફાનીઓ અને તેમના નાયકે ઘણો જ ઉત્પાત મચાવી મુકયો છે બધા લોક ગામ છોડી ભાગે છે અને હરામખોરોના ડરથી અમારા પ્રદેશમા બીજા લોક આવતા નથી આ પ્રમાણે ખેતી, વેપારરોજગાર બધુ પડી ગયુ છે હવે આપને અમારા પરગણામા જ નહિ, પણ આસપાસના સૌ પ્રાન્તમા પણ કર વસુલ કરવો અશક્ય થઈ પડશે"

રાજા અતિશય સતાપ પામી બોલ્યો, "આ વાત તમે મને જણાવી એ બહુ સારૂ થયુ તમારી સાથે હુ નાની ફોજ આપું છુ. તેની સહાયથી તમે તે તોફાનીઓને પકડી લાવો"

મુખીએ પોતાના પરગણામા જઇ મઘ અને તેના સાથીઓને પકડ્યા. તેઓએ મુખીનો કાંઇ પણ વિરોધ કર્યો નહિ "તમને પકડવા માટે રાજાનો હુકમ છે," એમ કહેતાની સાથે જ તેઓ પોતાની મેળે સ્વાધીન થયા તેમના હાથપગમા બેડીઓ ઘાલી દીધી, અને તેમને પકડી આણ્યાની વર્દી રાજાને આપી. તે વખતે રાજા અ તપુરમા હતો આ દરોડાખોરોને જોવાને તેને ફુરસદ ન હતી તેણે ત્યાથી જ હુકમ છોડયો કે તોફાનીઓને મહેલના આગણામા ઉંધા સુવાડી તેમના શરીર ઉપર હાથી ચલાવો.

રાજાના હુકમ પ્રમાણે મઘ અને તેના સાથીઓને મુશ્કેટાટ બાધીને ઉંધા સુવાડવામા આવ્યા. પછી હસ્તીશાળામાથી એક મદોન્મત્ત હાથી તેમના પર છોડવાને સજ્જ કરવામાં આવ્યો

મઘે પોતાના અનુયાયીઓને કહ્યુ, "ભાઇઓ, આજ સુધી આપણે સદાચારમા કાળ ગાળ્યો છે. હવે આપણામાના કોઇકને એમ લાગવાનો સભવ છે કે સદાચરણથી મનુષ્ય સુખી જ થાય છે એમ નથી અમે અમારૂ જીવન સત્કર્મમાં જ ગાળ્યુ છે. છતાં અમારા પર આ સકટ કેમ આવ્યુ ? પણ મિત્રો, આ સમયે એવા વિચારનો સ્પર્શ પણ તમારા દિલને થવા દેશો નહિ આ લોકમા ન્યાયયુક્ત વ્યવહાર નહિ હોય, છતા પરલોકમા આપણા કર્મોનુ યોગ્ય ફળ આપણને મળવાનુ છે આ લોકમાં કોઈ લુચ્ચો માણસ પુષ્કળ સપત્તિ મેળવે છે, અને કોઇ સત્પુરુષ દારિદ્રય દળાય છે, એટલે આ લોકમા તો માણસને ન્યાય મળતો નથી, એ ઉઘાડુ છે, પરતુ આપણા કર્મોથી આપણે એટલા બધા બધનમા આવી જઇએ છીએ કે તેને લીધે પરલોકમા આપણો છુટકારો થવો અત્યન્ત અશક્ય થઇ પડે છે માટે આપણા કર્મો જ આપણા રક્ષક અને આપણા કર્મો જ આપણા ન્યાયાધીશ થશે, એ પકકુ ધ્યાનમા રાખો. વળી તમારા મનને ખોટુ લાગતુ હોય તે વખતે જો તમારૂ મરણ થશે તો તેનું પરિણામ અત્યન્ત અનિષ્ટ આવવાનુ, કેમકે મનુષ્યનું મન અસ્થિર હોય તેવે વખતે જો તેનુ મરણ થાય તો પુનર્જન્મમા તે હીન યોનિમા

જન્મે છે, એવાં ઋષિમુનિઓના વચન છે. તેથી આ પ્રસંગે તમારી મૈત્રીભાવના દૃઢ કરો જેવો તમારો લોક પર પ્રેમ હતો તેવો જ તમારી ઉપર ફરીયાદ કરનાર મુખી પર, તમને મારવાનો હુકમ કરનાર રાજા પર, અને તમને મારવાને પ્રવૃત્ત થએલા આ હાથી પર તમારો પ્રેમ થવા દો શત્રુ, મિત્ર, તટસ્થ અને હુ એવા ભેદો મનમાંથી કહાડી નાખી સર્વની ઉપર સરખી મૈત્રી થવા દો એક દેહના જેમ ભિન્ન ભિન્ન અંગો હોય છે તેમજ આપણે એક વિશ્વના અંગ છીએ, એ સમજ ઢીલી પડવા દેશો નહિ આજ પર્યન્ત કરેલા સત્કૃત્યોનુ તમે આ સમયે ચિન્તન કરો."

હવે જ્યારે મઘ અને તેના સાથીઓને મારવા માટે માવતે હાથીનો આગળ આણ્યો ત્યારે તે મોટેથી કીકીયારી પાડી એકદમ પાછળ હટ્યો ! ક્રમે કર્યો તે તેમના શરીર પર પગ દે જ નહિ ! ફરી બીજો, ત્રીજો એમ બે ચાર હાથી આણ્યા, પરન્તુ તે સર્વ માવતના અંકુશના મારની દરકાર ન કરતા કીકીયારી કરી પાછળ હટ્યા, એકે હાથીએ મઘને અને તેના સાથીઓને ઉપદ્રવ કર્યો નહિ !

આ સમાચાર રાજાને મળતા જ તે બોલ્યો, 'આ લોકો હાથીને મંત્ર જાણતા હોવા જોઇયે કે તેમની પાસે કંઇ જડીબુટ્ટી હોવી જોઇયે"

મઘ બોલ્યો, "મહારાજ, અમારો મંત્ર કહીએ તો આજ સુધી અમે એકનિષ્ઠાથી શીલનું પાલન કરતા આવ્યા છીએ, જાણીબુઝીને અમે કોઈ પ્રાણીનો ઘાત કર્યો નથી, પરસ્રીને અમે માત સમાન માનીએ છીએ, અસત્ય ભાષણ અમે કદીએ કર્યુ નથી અને મદ્યાદિ માદક પદાર્થોથી અમે અલિપ્ત રહ્યા છીએ આ સિવાય આપની પ્રજાની સેવા અમે યથામતિ કરતા આવ્યા છીએ અમારા પર એકાએક જ્યારે આ પ્રસંગ આવ્યો ત્યારે મે મારા મિત્રોને હિંમતથી કહ્યું કે આપણને પકડનાર મુખી પર, મારવાનો હુકમ આપનાર મહારાજ પર અને મારનારા હાથી પર આપણે બધાએ મૈત્રીની ભાવના રાખવી કોઇ પણ પ્રકારે દ્વેષનો સ્પર્શ આપણા

મનને થવા ન દેવો. અમારા આ શીલનો અને મૈત્રીનો પ્રભાવ એજ અમારો મત્ર છે"

રાજાએ પોતાના દૂત મોકલીને મઘના ગામની અને આસપાસના ગામની ખરી સ્થિતિ શુ છે તેની ખાતરી કરી ત્યારે તેને જણાયુ કે મઘ અને એના સાથીઓએ તે પ્રાન્તની ઉત્તમ સુધારણા કરી છે ત્યાના લોક સુખી હોઈ પરસ્પર અત્યન્ત પ્રેમથી વર્તે છે ચોરી, મારામારી, ટંટાફિસાદ, વગેરે વસ્તુઓ તે પ્રાન્તમા નામશેષ થઇ છે આ જાણીને રાજાએ ખોટી ફરીયાદ કરનારા પેલા મુખીને પકડીને એકદમ ફાસી દેવાનો હુકમ આપ્યો, અને તેની જગાએ મઘને નીમવામા આવ્યો ત્યારે મઘ રાજા પાસે ગયો અને મુખીને માફી આપવાની વિનતી કરી તે બોલ્યો, "મહારાજ, આ મુખી ન હોત તો અમને આપના દર્શનનો યોગ ન મળ્યો હોત અમારા શીલને અને મૈત્રીને કસોટીએ ચડાવી જોવાની સન્ધિ એણે મેળવી આપી તેથી તે અમને પ્રિય છે મહારાજ એને જીવતદાન આપવુ એવી અમારી નમ્ર વિનતી છે

મઘની વિનતીને માન આપી રાજાએ મુખીને છોડી મુકયો.

---

# તેં સારૂં કોનું શું કર્યું?

## હરિગીત ૭૬

તુ તીર્થમાં જ્યા ત્યાં વિચરનો ધર્મ જાણીને ધસ્યો,
વૈરાગ્યથી વસ્તી તજીને વન વિષે જઇને વસ્યો,
ભગવા ધરીને ભટકતો રહીં પેટ ભીખીને ભર્યુ,
શી રીતે ઇશ્વર રીઝશે તે સારૂ કોનુ શું કર્યું ?
તે નિત્ય સ્નાન ત્રિકાળ કીધું ચાહીં ગોમય ચોળીને,
તે પચગવ્ય વિશેષ પ્રાશન કીધ ઘોળી ઘોળીને,
આહાર એકજ વાર કરવો એવું વ્રત તે આચર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે તે સારૂ કોનુ શુ કર્યું ?
તે હોમ હવન ઘણા કર્યા ઘી હવનમા હોમ્યા ઘણા,
તે ચાલતી નદીને ચઢાવ્યા દૂધ દહીં ગાયો તણાં,
બહુ વર્ષ મુખ મુનિવ્રત ધર્યું તે ઠીક તુજ મનમા ઠર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે તે સારૂ કોનુ શુ કર્યું ?
તે નવ નવા નૈવેદ કરીને તે પ્રસાદી તુ જમ્યો,
ઉપવાસ ને એકાસણા કરી દેહને બહુ તે દમ્યો,
ખાડો ખણીને દાટીયુ જે અન્ન જમતા ઉગર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે તે સારૂ કોનુ શુ કર્યું ?
તે પ્રાર્થના પ્રભુની કરી મુખ વિવિધ વચન ઉચારીને
તે સ્તોત્ર પાઠ ઘણા કર્યા નિત નિત્ય નિયમો ધારીને,
ગદ્‌ગદ સ્વરે ગુણગાન કરતા આખથી આસુ ઝર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે તે સારૂ કોનુ શુ કર્યુ ?
ભગવાન લૂખી ભક્તિથી રીઝે નહી રજમાત્ર તે,
પણ ભકિત પરઉપકાર સાથે થાય પ્રભુ પ્રિયપાત્ર તે,
તે વગર વાદ વિવાદ કીત્રા કામ તેથી શુ સર્યું,
શી રીતે ઇશ્વર રીઝશે તે સારૂ કોનુ શુ કર્યું ?

કવિ દલપતરામ

